બ્રહ્મચારી શ્રી નૃસિંહ શર્માકૃત સટીક.

॥ श्री ॥

# संतोषशतक



अथवा

# संतोषतरु.

સુજ્ઞ ઇશ્વરલાલ વિ૦ અમૃતલાલ દવેનાં ચિત્ર-ચરિત્ર સાથે

લખી પ્રસિદ્ધકર્તા

**कहानजी धर्मसिंह.**

મુંબઈ:

"સરસ્વતી" મુદ્રાલય.

બ્રહ્મચારી શ્રી નૃસિંહ શર્માકૃત સટીક.

॥ श्री ॥

# संतोषशतक

अथवा

# संतोषतरु.

સુજ્ઞ ઇશ્વરલાલ વિ० અમૃતલાલ દવેનાં ચિત્ર-ચરિત્ર સાથે

લખી પ્રસિદ્ધકર્તા

**कहानजी धर्मसिंह.**

મુંબઈ:

"સરસ્વતી" મુદ્રાલય.

સં. ૧૯૫૩ કાર્તિક. ઇ. સ. ૧૮૯૬ નવેમ્બર.

મૂલ્ય રૂ ૦।

## ( સવૈયા. )

મોહનલાલ મળે બહુ મારગ, ઉત્તમલાલ મળે અથડાતા;
છોટમલાલ દિસે છતમાં કદિ, જીવનલાલ મળે બહુ જાતા;
સૂરજલાલ સહસ્ર મળે, પણ ફોકટ છે સહુ લાલ લખાતા;
**ઇશ્વરલાલ** સમાન બિજો નહિ, લાલ ઘડયો વિધિ તે ગુણજ્ઞાતા.૧

( સ. ગ. )

## ( કવિત–મનહર. )

વિશ્વ વિષે ઇશ્વરના લાલ તો વિરલ તેમાં,
નામ નીર રાખનાર વીરનો કયાં વાસ છે;
દૈવિગુણ દયા મયા ભક્તિભાવથી ભરેલ,
**ઇશ્વરલાલ** વિયોગે ઉર આ ઉદાસ છે;
જાયું તે જવાનું અને ખિલ્યું ખરવાનું ખરે,
ખલકના ખાવિંદનો નિયમ એ ખાસ છે;
જાણી એવું જીવ કર શિવમાં અનન્ય પ્રેમ,
અશરણશરણ એ એક અવિનાશ છે. ૧

( ક. ધ.)

# પરમ વિવેકી શેઠ શ્રી તલકચંદ માણેકચંદ જે.પી.

મુંબઇનગરીના એક કેળવાયલા વ્યાપારી અને સુપ્રસિદ્ધ નાગરિક હોઇ, દરેક લોકોપયોગી કામમાં ઉત્સાહથી ભાગ લેનાર, જીવદયા પ્રતિપાલક, સ્વદેશપ્રેમી, સ્વધર્મનિષ્ઠ, સંતોષાદિ સદ્ગુણે સદા અલંકૃત,—અને આરંભથી જ સુજ્ઞ ઇશ્વરલાલભાઇની પ્રત્યેક ઉન્નતિનાં મુખ્ય સાધનરૂપ હોવાથી, તેમના સ્મરણાર્થે તૈયાર કરેલું આ "संतोषशतक" સાથે તેમનું સંક્ષિપ્ત વૃતાન્ત આદરસહિત આપને જ ઉપહાર.

( પદ-બરવા-પિલુ. )

ઇશ્વરલાલ અતુલ ઉપકારી, શૂર સ્વતંત્ર અને સુવિચારી; ( ટેક. )
આનંદિ ઉત્સાહી સરળ સ્વભાવ, લોક પ્રીતિતણો લીધો સુલ્હાવ.-ઇશ્વર.
અલ્પ વયે કર્યાં ઊત્તમ કામ, દામની મમતા મૂકી તમામ;
ઉત્તમ તન-મન-બુદ્ધિ પ્રસાદ, વ્યાયામથી કર્યાં ઉભય આબાદ.-ઇશ્વર.
સતવાદિ ધીર અને એક ટેકી, આગ્રહિ પણ ન થયા અવિવેકી;
શિક્ષક શોધક બોધક વીર, લાયક ગ્રાહક સુગુણ ગભીર.-ઇશ્વર.
ઇતિહાસનો કરી અભ્યાસ સારો, ભાષણદ્વારા જણાવ્યા વિચારો;
સત્સંગ સાધન આશ્રય સાર, પામ્યા તે પૂર સંબંધ પ્રકાર.-ઇશ્વર.
**શેઠ તલકચંદ** આશ્રયદાતા, લોકપરીક્ષક ને ગુણજ્ઞાતા;
ઉત્સાહી એવા વિરલ શ્રીમાન, પ્રેમી પ્રવિણ સુબુદ્ધિ નિધાન.-ઇશ્વર.
તેનેજ અર્પણ ગ્રંથ આ પ્રીતે, લાયક ઇશ્વરલાલ નિમિત્તે.
સંતોષ સદ્ગુણ સજ્જન લેવા, કાન યથામતિ આ કરિ સેવા.-ઇશ્વર.

# પ્રસ્તાવના.

---

સંતોષાદિ સદ્ગુણોની મનુષ્યમાત્રને કેટલી બધી આવશ્યકતા છે, તે વિષે આ લઘુ પુસ્તક જ પ્રસ્તાવરૂપ હોવાથી, અત્રે એટલુંજ જણાવવાનું કે, બ્રહ્મચારી શ્રી નૃસિંહ શર્માએ, શ્રી વાણારસી મધ્યે આનંદગુહાનિવાસી પૂજ્યપાદ શ્રીમતિ શ્રી માજી મહાશયાના સત્સંગમાં કેટલાક દોહાઓ દ્રષ્ટાંતરૂપે શ્રવણ કરેલા, જે પ્રાચીન પુસ્તક તેમને આપતાં આ ગ્રંથ તૈયાર કર્યો છે. આવા પ્રસંગમાં પરમ હિતૈષી સ્વર્ગવાસી રા. રા. ઈશ્વરલાલ અમૃતલાલ દવેનું સહજ સ્મરણ થતાં, તેમના બંધુ સાક્ષર શ્રી માણેકલાલ અમૃતલાલ દવેને તે ઉદ્ગાર જણાવ્યો. તેમણે આ કાર્યને પ્રોત્સાહન આપ્યું, અને સ્વર્ગવાસી ભાઇની સ્મૃતિ માટે તેમની સંક્ષિપ્ત હકિકત તથા છબિ સાથે પ્રકટ કરવાના મારા વિચારને મળતા થયા; એટલુંજ નહિ, પણ કેટલીક હકિકત પણ પૂરી પાડી. આ તેમની અનુપમ ભ્રાતૃભક્તિ અને ઉપયુક્ત ગ્રંથને આશ્રય આપવાની ઇચ્છાથી જિજ્ઞાસુ વાચકવર્ગપર તેમજ મારાપર મોટો ઉપકાર થયોછે.

ઉપદેશક શતકોમાં રાજર્ષિ ભર્તૃહરિ તથા અપ્પય દિક્ષિત પ્રણીત વૈરાગ્યશતક,—ઇત્યાદિ પુસ્તકો જેવાં જનપ્રિય અને ઉપકારક થયાં છે, તેવું આ "સંતોષશતક" પણ ઉપયુક્ત થશે, અને ટુકમાં પણ જે સ્પષ્ટિકરણ કર્યું છે, તે સુજ્ઞજનો વાંચી વિચારી વર્તવા કાળજી ધરાવીને પોતાના આત્માની ઉન્નતિ ઇચ્છશે, એવી વિનંતી છે.

ક. ધ.

# સુજ્ઞ ઈશ્વરલાલ દવે.

સર્વ શક્તિમાન પરમેશ્વરે જે પુરુષમાં પરોપકાર, સત્ય, શૌર્ય, ધૈર્ય, સંતોષ અને સદાચારાદિ સદ્ગુણો મૂકેલા જોવામાં આવે છે, જે પુરુષ ગરીબીમાંથી વધી ગરીબો તરફ સદા ઉદાર દિલથી વર્તે છે; અથવા જે પુરુષનું જીવન પરમાર્થને માટે નિર્માણ થયેલું લાગે છે, તે પુરુષનો આ લોકમાં અક્ષય યશ વિસ્તૃત થઇ, પરલોકમાટે પરમ પ્રભુનું પ્રીતિપાત્ર પ્રતિત થાય છે. વસુંધરા બહુરત્ના છતાં, એવા નર વિરલા જોવામાં આવેછે; કારણ કે રત્નની તો હમેશાં ન્યૂનતા જ હોય છે.

જે સત્પુરુષને માટે આવો ઉદ્ગાર સહજ સ્ફુરિત થાય છે, તેમનું જીવન ઘણે ભાગે પારમાર્થીક હતું; છતાં એટલું જણાવવું જોઇયે કે પ્રત્યેક મનુષ્યમાં સ્વાભાવિક ગુણ-દોષ રહેલા હોય છે, પરંતુ જે ઉપયુક્ત અને અનુકરણીય ગુણો હોય તે પ્રધાનપણે જણાવવાની જરૂર છે.

આ ચરિત્ર નાયકના દાદા હરિરામ દવે ચોકસી તરીકે સોનાનો વ્યાપાર કરતા હતા, અને તે કાર્ય પ્રસંગે સોનું વેચવા લેવા સુરત ભરૂચ તરફ ઝાડેશ્વર તથા શુકલતીર્થ તરફ એમનું જવું આવવું થતું હતું. એ જ ઝાડેશ્વર એમના વડિલનું મૂળ વતન હતું; પણ પાછળથી અંકલેશ્વરમાં કેટલેક વર્ષે નિવાસ કર્યો હતો. હરિરામ દવેને ત્રણ પુત્ર હતા; જેમાંના વચલા પુત્ર અમૃતલાલ, અવટંક દવે, ગોત્ર વિષ્ણુવર્ધ, શાખા આશ્વલાયિની, ત્રિપ્રવર, ઋગ્વેદી ખેડાવાળ ભીતરા બ્રાહ્મણ, તે ઈશ્વરલાલના પૂજ્ય પિતાજી હાલ વિદ્યમાન છે. એમને ત્યાં સંવત્ ૧૯૦૧ ના ચૈત્ર વદિ ૭ ચંદ્રવારને દિવસ, માતુશ્રી જેકોર-

બાઇની કૂખે ભાઇ ઇશ્વરલાલનો જન્મ, સુરત મધ્યે એમના મોશાળમાં થયો. એ ઉપરાંત ભાઇ ઈશ્વરલાલનાં પાંચ સહોદરમાં રા. રા. માણેકલાલ વિદ્યમાન છે, ને તેઓ ભાઇ ઇશ્વરલાલ જેવા ગુણવાન્ તથા વિદ્વાન્ મનાય છે.

ભાઇ ઇશ્વરલાલના માતામહ (નાના) રૂપરામ દયારામ આશરે ૬૦-૭૦ વર્ષપર સુરતમાં લાગેલી ભયંકર આગની હોનારત પહેલાં, સારી સ્થિતિમાં હતા. મંત્ર-તંત્ર અનુષ્ઠાનમાં તેઓ કુશળ મનાતા અને અહોનિશ મંત્રજપમાં કાળ ક્રમણ કરતા હતા. એક કર્મનિષ્ઠ તરીકે અદ્યાપિ પણ એમનું નામ સુરતી લોકોમાં સારી પેઠે જાણીતું છે. સુરતમાં નવાબની જ્યારે સત્તા હતી, ત્યારે ભાઇ ઇશ્વરલાલના માતામહના કુટુંબીઓ સારી રીતે સરકારી સત્તા ભોગવતા હતા. તેમના ત્રણ મામાઓમાંથી એમના મામા ઇચ્છારામે એમનું સારી રીતે લાલન પાલન કર્યું હતું. બાળકવયમાંથી જ રા. ઇશ્વરલાલનું શરીર સુદૃઢ અને તેજસ્વી હતું. ફુલપાનનો અને કસરતનો ઘણો શોખ હતો; તેમજ ઢોરઢાંખર * ઉપર પણ ઘણી મમતા હોવાથી, તેમને દોડાવી રમાડી આનંદ માનતા.

ચાર પાંચ વર્ષની વયે એમના પિતાશ્રી પોતાના ભાઇઓથી જ્યારે જુદા પડયા, ત્યારે સ્થિતિ ઘણી ગરીબ હતી. એ અરસામાં શુકલતીર્થને સામે પાર ગુમાનદેવ નામના હનુમાને બાધા મૂકાવવા પિતાજી જોડે જતાં, હોડીમાં રમતાં રમતાં નર્મદામાં ડૂબ્યા હતા; જે સમયે નર્મદાનું પૂર ઘણું મોટું હતું. તેમના પિતાશ્રીને આ વાતની

---

* આ ગુણો એમનામાં સ્વાભાવિક હતા; એમ “ મુંબઈ ગોરક્ષક મંડળી ”ના તથા “જાનવરોપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી” ના એક અધિકારી દાખલ ઉત્સાહ ભર્યો ભાગ લઈ, ગાય ઢોરની એમણે બજાવેલી સેવાથી સિદ્ધ થઇ ચૂકયું છે.

ખબર થતાં પોતે મોટા તારૂ હોવાથી તુરત કપડાંસહિત નદીમાં ઝિપલાવ્યું. હોડીવાળાઓએ તેમ કરવાની ના પાડી, પણ તે નહિ સાંભળતાં ડૂબકી મારી ભાઇ ઇશ્વરલાલને બહાર કાઢયા.

એ પ્રમાણે અનેક ડૂબતા જીવો પોતાના જીવને જોખમે ઘણીવાર એમણે પાણીમાં પડી બચાવ્યા છે; અને તેમની એ અસાધારણ તરવાની શક્તિ તથા પરમાર્થ વૃત્તિ, એમના વતનતરફ સુપ્રસિદ્ધ છે. મુંબઇ યુનીવરસિટીનો એક ગ્રાજ્યુએટ રા. ચુનીલાલ તંબાકુવાળા રામકુંડ નામના તળાવમાં તરતાં ડૂબી મુવો હતો; જે વખતે તેને બહાર કાઢવાની કોઇપણ માણસે હિંમત નહિ કરી, ત્યારે આ વૃદ્ધ પુરૂષે અંદર ઝિપલાવી તેને બહાર કાઢયો હતો.

જાહેર હિંમત અને શરીરસંપત્તિ પરમાર્થે વાપરવાના ઉત્તમ ગુણો એમના ઉભય પુત્રમાં પિતાજી તરફથી મળેલા પ્રદર્શિત થાય છે: તેમજ માતા*તરફથી વિદ્યાપ્રીતિ, સુશિલતા, ભક્તિભાવ અને પરોપકાર બુદ્ધિ, એ ગુણો આવેલા છે. માતાને વિદ્યાનો ઘણો શોખ હોવાથી, ગરીબાઇમાં છતાં, તે વખતના પ્રસિદ્ધ મોતાળા બ્રાહ્મણ પ્રાણજીવન મહેતાજીના હાથનીચે તેમણે ગૂજરાતી ભાષાનો સારો અભ્યાસ કરાવ્યો હતો. તેમજ પોતાની પકી દેખરેખ તળે બંને પુત્રોને નીતિવંત તથા આજ્ઞાધારક બનાવ્યા હતા. ગૂજરાતી છટ્ઠા ધોરણસુધી અંકલેશ્વરમાં તથા સુરતમાં અભ્યાસ કરતાં, ભાઇ ઇશ્વિરલાલે પોતાના વર્ગમાં પહેલો નંબર રાખી, દરેક વિષયમાં પ્રવીણતા બતાવી હતી. આઠમે વર્ષે યજ્ઞોપવિત ક્રિયા થયા પછી, સંધ્યાદિક નિત્યકર્મ શાસ્ત્રી અંબાશંકરપાસે શિખ્યા હતા. સુજ્ઞ ઇશ્વરલાલના વિયોગનો કારી ઘા લાગ્યા પછી આશરે અઢીક વર્ષે માતુશ્રીનો દેહાંત થયો હતો.

રા. ઇશ્વરલાલનાં માસી બાઇ જતન મુંબઇમાં રહેતાં હતાં.

*માતુશ્રી જેકોરબાઇ મોટાં ભજનિક હતાં. આશરે એક હજાર ભજનો તો તેમને મોઢે હતાં, અને તે ભજનાનંદમાં નિત્ય મગ્ન રહેતાં હતાં.

તે તેમના ઉપર પોતાના બે પુત્ર ગુજરી જવા પછી, પુત્રતુલ્ય પ્રેમ રાખતાં હતાં અને તેમના જ આગ્રહથી બાર વર્ષની બાળ વયમાં તેમનાં માતાપિતાએ અંકલેશ્વરથી મુંબઇ મોકલ્યા હતા. આરંભમાં માતાપિતાની પૈસાસંબંધી સ્થિતિ સારી નહોતી, એમ ઉપર કહ્યું, તે પ્રમાણે મુંબઇમાં આવી પરોપકારી શેઠ ગોકુળદાસ તેજપાળની શાળામાં "માફી" દાખલ વિદ્યાભ્યાસ કરવા માંડયો. ભાઇનું બુદ્ધિકૌશલ્ય અદ્ભુત હોવાથી પાંચ વર્ષની અંદર ગૂજરાતી સાથે અંગ્રેજી ચોથું ધોરણ પસાર કર્યું, જેથી તેમના અધ્યાપકો અને વડિલો બહુ પ્રસન્ન થયા. બધા વિષયો એમણે પરિપકવ કર્યા હતા, પરંતુ 'ઇતિહાસ' નો વિષય તો એમનો પોતાનો જ હતો. આગળ અભ્યાસ વધારવાની તેમની ઘણી ઇચ્છા હતી, પણ સ્થિતિની પ્રતિકૂળતાને લીધે ૧૮ વર્ષની વયે નોકરીમાં જોડાવું પડયું. તેમ છતાં ખાનગી અભ્યાસ ચાલુ રાખ્યો અને અંગ્રેજી ઉપરાંત ધર્મ, વ્યવહાર, કાવ્ય, વેદાંત, સંગીત, વગેરે સાહિત્યમાં પણ લક્ષ લાગ્યું અને એ વિષયમાં પૃથક પૃથક કામપૂરતું જ્ઞાન સંપાદન કર્યું.

ભાઇ ઇશ્વરલાલની નોકરીની શરૂઆત કેળવણી ખાતાં સાથે થઇ. પ્રથમ ભૂલેશ્વર સરકારી ગૂજરાતી સ્કૂલમાં માસ્તર તરિકે નેમાયા, જે પ્રસંગે રા. રા. ગોકુળદાસ કહાનદાસ પારેખ એ ખાતાના ઇન્સ્પેકટર હતા; અને તેમની પ્રીતિ વખત જતાં પુત્રતુલ્ય વધી હતી. હેડ માસ્તરની ગેરહાજરીમાં એક વેળા તેઓ ફર્સ્ટ કલાસમાં ભૂગોલ શીખવતા હતા, જે વખતે ડેપ્યુટી ઇન્સ્પેકટર મી० વાર્ડિંગટન અણચિંતવ્યા એ કલાસમાં આવી ચઢયા અને ભાઇ ઇશ્વરલાલની શિક્ષણપદ્ધતિ જોઇ એટલા પ્રસન્ન થયા કે એક અઠવાડિયા પછી તેમને એક નવી સ્કૂલના હેડમાસ્તર નેમ્યા. એ જગ્યાપર રહ્યા પછી ગૂજરાતી

છઠાં ધોરણુની પરીક્ષા નવી જ કહાડવામાં આવી, જે એમણે ઊંચે નંબરે પ્રસાર કરી હતી. બોડિયા-કઠિણ અક્ષરથી લખેલો પત્ર જ્યારે કોઈ વિદ્યાર્થી વાંચી ન શકયો, ત્યારે તે ભાઇ ઇશ્વિરલાલે કુશળતાથી વાંચી શાબાશી મેળવી હતી. ઇ. સ. ૧૮૭૧ માં મુંબઇમધ્યે જ્યારે સર્વ વસ્તુઓનું મોટું સંગ્રહસ્થાન ભરાયું, ત્યારે ભાઈ ઇશ્વરલાલે પોતાના અક્ષરો લખી મોકલતાં, અતિ ઉત્તમ પ્રતિના ઠરચા હતા.

સ્કૂલની નોકરી દરમ્યાન જ વકતૃત્વશક્તિ અને જાહેર હિંમતના સ્તુતિપાત્ર ગુણ એમનામાં પ્રકાશી રહ્યા હતા. ઇ० સ० ૧૮૭૬-૭૭ માં “વકતૃત્વોત્તેજક મંડળી” તરફથી થયેલા ઇનામના સમારંભમાં, “શૂરવીર શિવાજીની કારકીર્દી” વિષે લાંબો વખત છટાથી ભાષણ કરનારને ઇનામ આપવાનું નકકી થતાં, ભાઇ ઇશ્વરલાલે હરીફાઇનું પુસ્તકો સંબંધી મોટું ઇનામ મેળવ્યું હતું. આખી સભા તેમનું ચિત્તાકર્ષક વકતૃત્વ અને વિષય પ્રતિપાદન કરવાની શકિત જોઇ પ્રસન્ન થઇ હતી, અને તે વખતના પરીક્ષક રા. રા. નગીનદાસ તુલસીદાસ માર્તિયા વગેરે વિદ્વાનોએ પ્રસંશા કરી હતી. એ પ્રસંગે રાવબહાદુર ચંદુલાલ મથુરાદાસ (હાલ ભરૂચના સબ જજ) પણ પરીક્ષક હતા.

ઉદાસી બાવા કિસનદાસે ભૂલેશ્વર આગળ કસરતશાળા કહાડી હતી. તે વિષયપર ભાઇ ઇશ્વરલાલને અતિ પ્રીતિ હોવાથી તેઓ તેમના સમાગમમાં આવ્યા અને એ શાળાની સઘળી વ્યવસ્થા પોતે રાખતા હતા. આ પ્રસંગે રા. ભાઇ માણેકલાલ અંકલેશ્વરમાં વિદ્યાભ્યાસ કરતા હોવાથી, તેમના તે વખતના અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી, હાલ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ અને એક ઉત્તમ ગ્રંથકાર દાખલ પ્રસિદ્ધ થયેલા ગૃહસ્થનો પરિચય થયો; પાછળથી તેમના પરમ

મિત્ર અને ખરા સલાહકાર થયા. મુંબઇ આવ્યા પછી એમની સાથે તેમજ બીજા કેટલાક સદ્‌ગૃહસ્થો સાથે ભાઇ ઇશ્વરલાલને પત્રવ્યવહાર ચાલ્યો હતો, જેની એ ભાઇના હસ્તાક્ષરની મોટી નોંધપોથી મારા જોવામાં આવી છે. એમાં નીતિ, વિદ્યા, વ્યવહાર, અને સંસારની અસારતાપર મનન કરવા યોગ્ય કેટલાક નિબંધરૂપે પત્રો છે.

રા. સા. ગણપતરામભાઇ, અંકલેશ્વરથી તા. ૨૦-૬-૯૦ ના એક પત્રના ચોથા પેરેગ્રાફમાં લખે છે કે,-"તમે અમારાપ્રત્યે સ્નેહનાં લક્ષણ દર્શાવો છો, તેથી હું બેશક તમારો આભારી છું. તમારી નિષ્કપટ પ્રીતિ અને નિર્મળ અંતઃકરણપૂર્વક ભાવ જોઇને હું મારાં મનમાં તમારાં વખાણો કરૂં છઉં."

કવિશ્રી નર્મદાશંકર સાથે પણ આ સમયમાં જ તેમને ગાઢ સ્નેહ બંધાયો. અને "આર્યસમાજ",-"પ્રાર્થનાસમાજ"-તથા "બુદ્ધિવર્ધક" સભાના મેંબર થઇ જાહેર વ્યાખ્યાનો આપવા માંડ્યાં હતાં. સ્વામિશ્રી દયાનંદ સરસ્વતી સાથે, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા સાથે, અંકલેશ્વરવાસી મહાશય દુર્ગાશંકર શાસ્ત્રી સાથે તથા ઉમરેઠના ગૃહસ્થ રા. ભીખાભાઇ ફત્તાભાઇ ગાંધી સાથે, આ પ્રસંગે તેમને ઘણી મિત્રતા થઇ. સ્વામિશ્રી દયાનંદજીના તથા ભાવનગર જતાં પ્રતિષ્ઠિત મહાશય ઓઝા ગૌરીશંકરજીના સત્સમાગમથી વારંવાર જ્ઞાનવૃદ્ધિ થવા માંડી. તદુપરાંત શાસ્ત્રી દુર્ગાશંકર પાસે વારંવાર અંકલેશ્વર જતા અને તેમની સાથે શાસ્ત્રચર્ચા કરી સારાસાર વિચારતા હતા. સંસ્કૃત ભાષાપર બહુ પ્રેમ હોવાથી, પોતાના નહાના ભાઈ માણેકલાલને તે ભાષા શીખવવા એ શાસ્ત્રીને ત્યાં મોકલ્યા હતા, જ્યાં થોડું શીખ્યા પછી "કૌમુદી"-"ન્યાય", વગેરેનો અભ્યાસ ભારતમાર્તંડ પંડિતશ્રી ગટ્ટુલાલજીની "વિદ્યાલક્ષ્મી પાઠશાળા"માં કરાવ્યો હતો. એમના એ નહાના

ભાઈ આજે જે સંસ્કૃતનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન ધરાવે છે, સંસ્કૃત તથા ગૂજરાતી ભાષામાં ઉત્તમ પ્રતિની કવિતા કરે છે અને એક પ્રતિષ્ઠિત વિદ્વાન્ મનાય છે, તે પ્રતાપ ભાઇશ્રી ઇશ્વરલાલના અને એ પાઠશાળાના છે.

જ્ઞાન સંપાદન કરવાને એ પ્રમાણે જેમ વિદ્વાન્‌વર્ગનો સંસર્ગ થયો, તેમ દેશીરાજ્યોમાં કાપડ-સૂતરનાં યંત્રો સ્થપાય અને તે રસ્તે દેશોન્નતિ થાય, એવા હેતુથી જૂદા જૂદા રાજકર્ત્તાઓને પણ મળવું થયું. એમાં જૂનાગઢના માનવંતા વજીર સાહેબશ્રી શેખ બહાવદિનભાઇ, નેક નામદાર બેહેસ્તનશીન નવાબશ્રી મહોબતખાનજી બહાદુર, તથા પાલિતાણાના સ્વર્ગવાસી ઠાકોર સાહેબશ્રી સૂરસિંહજી સાથ પરિચય થયો; અને તેમણે એ કાર્યમાં મ્હોટી રકમો કહાડવા ઇચ્છા બતાવી હતી.

સ્કૂલ ખાતાની નોકરી કરતાં જેમ એક સારા માસ્તર દાખલ તેમ જાહેર વકતા અને સદ્‌ગૃહસ્થ દાખલ પ્રસિદ્ધિમાં આવ્યાઃ એટલું જ નહિ, પણ સરકારી ગૂજરાતી શાળાઓના માસ્તરોમાં એઓ એક અગ્રેસર હિમતવાન નર ગણાતા હતા. નવ વર્ષ સુધી સ્કૂલની નોકરી કર્યાબાદ, ગૂજરાતી ડાકટરની પ્રવેશક પરિક્ષાનું ખાતું ઉઘડતાં, રા. ઈશ્વરલાલ ત્યાં રહી "પાસ" થયા હતા. પરંતુ વૈદક ખાતાનું કામ તેમની માસીને પસંદ નહિ પડવાથી તે છોડી દીધું હતું.

જૈન કોમના અગ્રેસર શેઠ તલકચંદ માણેકચંદ જે. પી.એ પોતાના પુત્ર ભાઇ શોભાગચંદને વિદ્યાભ્યાસ કરવા એક કુશળ શિક્ષક દાખલ રા. રા. ઇશ્વરલાલભાઇને આ અરસામાં જ પસંદ કર્યા. તે પ્રસંગે શેઠશ્રી સાથે ગાઢ સ્નેહ બંધાયો અને તેઓ તેમને અંતઃકરણના એક સાચા સંબંધી પ્રમાણે ચહાવા લાગ્યા. શિક્ષણપદ્ધતિ ઉપરાંત વ્યવહારિક જ્ઞાન અને ઉચ્ચ ગુણો જોઇ, તેમણે સ્કૂલની લાઇન છોડાવી, પોતે પોતાના કુટુંબ સાથે ભાઇ ઇશ્વરલાલને ગિ-

રનાર, તારંગા, શેત્રુંજા ચોટિલા તથા દિલ્હીસુધી યાત્રાનિમિત્ત મુસાફરી કરવા લઇ ગયા. એ પ્રસંગે એક ચમત્કારિક બનાવ એ બન્યો કે, તારંગા–ચોટિલાના માર્ગમાં ભાઇ ઇશ્વરલાલ ભૂલા પડયા હતા. સંધ્યાકાળે એક ઝાડ નીચે ઘોડો બાંધી બેઠા હતા ત્યાં કોઇ ગરીબ રાહદારીએ પાસેના ગામડામાં જવા કહેતાં, ત્યાં ગયા અને નજીકના ઓટલા ઉપર વિસામો લેવા બેઠા. ઘરનો માલેક તીરકામઠાં સહિત બહારથી ત્યાં આવ્યો ને ભાઇ ઇશ્વરલાલનો પોશાક સરકારી અમલદાર જેવો જોઇ ક્રોધાવેશમાં પૂછવા લાગ્યો કે,– "તું કોણ? શાસારૂ આંહી મારા ઓટલાપર બેઠો છે?" ભાઇ ઇશ્વરલાલે નરમાશથી ઉત્તર આપ્યો કે,–"હું એક ભૂલો પડેલો મુસાફર છું." એમના સુશીલ અને અસરકારક શબ્દોથી તે માણસ ખુશી થયો ને ઘરમાં તેડી જઇ ઘણી આગતાસ્વાગતા કરી. આ માણુસ કોઇ ગરીબ ગામડિયો નહિ, પણ ક્રૂર લૂટારો હતો; તે છતાં તેનું મન પીગળી ગયું અને રા. ભાઇ ઇશ્વરલાલ ઉપર પ્રસન્ન થઇ તેની બરદાસ્ત કરવા લાગ્યો! ભાઇ ઇશ્વરલાલને તેણે પોતાનાં ગુપ્ત અને ઉંડાં અંધકારમય ભોંયરાં તથા તેમાં ભરેલો લૂટ ચોરીનો અસબાબ પણ બતાવ્યો. સોના રૂપાના દાગીના, પાઘડીઓ, સાડીઓ, જરી બુટ્ટાદાર સેલાંઓ–ઇત્યાદિથી ભરેલા પેટારા જોઇ, ભાઇ ઇશ્વરલાલને નવાઈ લાગી. તે છતાં તેણે એવી યુક્તિથી વાતચિત કરી કે તેમના વિષે કાંઇ સંદેહ ઉપજે નહિ. તોપણ તે ક્રૂર માણસે ભાઇ ઇશ્વિરલાલની આંખે પાટા બાંધી તેમને એવે રસ્તે મૂકયા કે શેઠ તલકચંદના સંઘને તેઓ મળી શકે, પણ પોતાનું ઘર મળે નહિ.

આ વિટંબણા વાળી સ્થિતિમાં મનથી દૃઢ રહી ભાઇ ઇશ્વરલાલે માર્ગ શોધી કહાડયો અને શેઠ તલકચંદના સંઘને મળ્યા. ત્યાં વળી

પચ્ચીસ લૂટારૂઓની એક ટોળી સંઘને લૂટવા આવી, જેમની સામે બંદુકના બાર કરી હરામખોરોને પાછા હઠાવ્યા હતા. આ મુસાફરી દરમ્યાન ગામડામાં એક પટેલનો એકનો એક પુત્ર ઉદરની વ્યાધિથી મરણતુલ્ય માંદગી ભોગવતો સાંભળી પોતે ત્યાં ગયા, અને જાતે મેળવેલા થોડાક વૈદ્યક અનુભવથી સહજવારમાં આરામ કર્યો હતો.

મુસાફરીમાં જ્યાં જ્યાં મુકામ થતો, ત્યાં ત્યાં પ્રસિદ્ધ મનુષ્યોને મળી ગામે ગામની ઇતિહાસિક હકિકત નોંધી લેતા, અને ભાષણો કરી લોકોમાં જાહેર હિંમત અને પરમાર્થ બુદ્ધિ જગાડવાને તથા દેશભકિત વધારી દેશસ્થિતિ સુધારવાને શાશા પ્રયત્નો કરવાની આવશ્યકતા છે, તે બાબતથી લોકોને વાકેફ કરતા હતા. તીર્થસ્થળમાં એક યતિએ ભાઇ ઇશ્વરલાલની વૈરાગ્યશીલ વૃત્તિ જોઇ, શિષ્ય થવા ભળામણ કરી અને પોતાની મોટી પુંજી સ્વાધીન કરવા ઇચ્છા જણાવી હતી, એવી હકિકત તેમના પરિચિત મિત્રો કહે છે. નાનાં મોટાં અંબાજી, દિલ્હી, આગ્રા વગેરે સ્થળે થઇ સંઘ સાથે ભાઇ ઇશ્વરલાલ મુંબઇ આવ્યા અને મુસાફરીમાં મળેલો અનુભવ ભાષણરૂપે સભામાં જાહેર કરી લોકસેવા બજાવી હતી.

ત્યારબાદ એટલે આશરે ૨૬ વર્ષની વયે ભાઇ ઈશ્વલલાલનું લગ્ન સુરતમાં દવે નરોત્તમની પુત્રી બાઇ લક્ષ્મી વેરે થયું.

આ પ્રસંગે શેઠ તલકચંદને તેમની શરીરસંપત્તિ તથા મનશક્તિ વિષે સ્તુતિપાત્ર અનુભવ થતાં, સ્કૂલ સિવાય કોઇ બીજા ખાતામાં રહેવા ભલામણ કરી. પછી મી૰ નરસી કેશવજીની મીલમાં "જોબર"નું કામ શીખવા તેમની જ સૂચનાથી રહ્યા. થોડા જ સમયમાં "કાર્ડીંગ" તથા "જોબર"નું કામ શીખી, પરેલ સોપારીબાગમાં તથા "ધી નેશનલ સ્પિનિંગ એન્ડ વિવીંગ કુંપની

લીમીટેડ"માં સારે પગારે નોકરી રહ્યા. તુરત જ એમની કુશળતા જોઇ "ધી મદ્રાસ સ્પીનિંગ એન્ડ વિવિંગ કુંપની લીમીટેડ"માં એમને "કાર્ડર" તરીકે મોકલવામાં આવ્યા હતા, જ્યાં એ મીલના અધિકારી મી. જે. એ. સમર્સે એમની કદર બૂજી મદદનીશ મેનેજરની જગ્યા આપી હતી. પણ મદ્રાસની આબોહવા તેમને માફક નહિ આવતાં, એક વર્ષમાં જ સ્વદેશ આવવું થયું હતું. રા. રા. ઇશ્વરલાલ સાથે મીલ મેનેજરનો સ્નેહ એટલો વધી ગયો હતો કે તેમનાની છૂટા પડતાં પોતાના પ્રિયબંધુથી છૂટા પડતાં જે પ્રમાણે દુઃખ થાય તે પ્રમાણે દુઃખ થયું હતું. સ્વદેશ આવી વડોદરા તથા ભરૂચમાં થોડો વખત મીલ ખાતામાં કામ કરી, એ કામ બિલકૂલ છોડી દેવાની મરજી થતાં મુંબઇ આવ્યા હતા.

રા. રા. ઇશ્વરલાલ મીલની લાઈન છોડયા પછી, શેઠ તલકચંદ માણેકચંદ તથા શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા તરફથી અને એમના નામે, શેર ખરીદવાનું કામ કરતા હતા. એક વેળા આશરે છ હજાર રૂપિયા લઇ શેરબજારમાં જતાં, રૂ ૫૦૦ ઓછા જણાયાથી તરત તે વાત શેઠોને જણાવી. વિશ્વાસપાત્ર છતાં, બેઉ શેઠને રૂપિયા લીધાનો શક ભાઇ ઇશ્વરલાલ પર ગયો ને ઠપકો આપવા લાગ્યા. "એ રૂપિયા મેં લીધા નથી, પણ હું આપવાને શક્તિવાન્ છું, માટે મારી સાથે આવી લઇ જાઓ." ભાઇ ઇશ્વરલાલનાં આવાં હિંમત ભર્યાં વચનો સાંભળી શેઠ તેમની સાથે ઘેર આવ્યા અને માસી પાસેથી ચાવી લઇ પેટીમાંથી ભાઇ ઇશ્વરલાલ રૂપિયા ગણી આપે છે, ત્યાં ખબર આવી કે,—"રૂપિયા પાંચસોની નોટ જડી છે." આ સાંભળી શેઠ તથા ભાઇ ઇશ્વરલાલ કોટમાં ઑફિસે ગયા, જ્યાં માલુમ પડયું કે, નોટો ગણતાં રૂપિયા પાંચસોનો એક કટકો પડી ગયો હતો અને

તે એક ઘાટીના છોકરાને નિશાળેથી આવતાં મળ્યો હતો. છોકરાએ તે નોટ પોતાની માતાને આપી. તે ભલી બાઇએ પેઢીના મહેતાને બતાવતાં, મહેતાને ખબર હોવાથી પેટીમાં મૂકી કહ્યું કે, "એ નોટ તો ઇશ્વરલાલ માસ્તરની છે." તે વખતે શેઠ તલકચંદ તથા શાપુરજીએ ભાઇ ઇશ્વરલાલને આપેલા ઠપકામાટે ઘણી દલગીરી દર્શાવી. ભાઇ ઇશ્વરલાલે ખુશીથી એ નોટ સદરહુ ઘાટણ બાઇને ભેટ આપી દીધી! પણ શેઠ તલકચંદે તે પાછી લઇ, ભાઇ ઇશ્વરલાલને તથા એ બાઇને સારૂં ઇનામ આપી ખુશી કીધાં હતાં.

ત્યારબાદ શેઠ તલકચંદની ભલામણથી મુંબઇમાં સ્થાપિત થયેલી "મુંગા પ્રાણીઓપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડલી"માં ઇન્સ્પેકટર તરીકે નેમાયા અને મંડળીને સારા પાયાપર લાવવાને તન મન અને ઉત્સાહથી ઉપયોગી સેવા બજાવી હતી. દાણા, રૂ તથા બીઆંના વેપારીઓ તરફથી એ મંડળીને આજે જે સારી પેદાશ થઇ છે, તે કાર્યની યોજના માટે મંડળીના ઑનરરી સેક્રેટરી શેઠ કાવસજી મેહેરવાનજી શરાફની સાથે, વેપારીઓને સમજાવવામાટે રા. ઇશ્વરલાલે જાણુવાજોગ ભાગ લીધો હતો. એ અરસામાં ઉક્ત મંડળીના પ્રમુખપદપર નામદાર હાઇ કોર્ટના જજ સર લિટલટન એચ. બેલી બિરાજતા હતા; જેમણે રા. ઇશ્વરલાલની મુગા પ્રાણીઓ પ્રત્યેની દયાળુ લાગણી અને જાહેર સેવાથી પ્રસન્ન થઇ ઘણી સ્તુતિ કરી હતી; એટલુંજ નહિ પણ એક પ્રસંશાપત્ર સાથે રૂ. ૧૦૦ ભેટ આપ્યા હતા. મુંબઇના માજી પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ મી૦ રાહીને પણ તેમના સદ્વર્તનથી પ્રસન્ન થઇ જણાવ્યું હતું કે,—"પ્રાણી દુઃખ નિવારણ મંડળી"ના અપરાધી દાખલ મારી સન્મુખ રજુ કરેલા સખશોમાં એમણે કોઇપણ એવા સખશને રજુ નથી કર્યો કે

જે બિનગુન્હેગાર હોય: આવી બાહોશી માટે કમિટીના ઉપરી અધિકારીઓ મી૦ ઇશ્વરલાલ જેવા ઉત્સાહી અને પ્રામાણિક નરને તેનો બદલો ઇનામથી વાળી આપશે." આ ઉપરાંત માજી પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ મિ. સી. પી. કુપરે પણ રા. ઈશ્વરલાલના સંબંધમાં પૂરતો સંતોષ બતાવી, ઇનામથી કદર બૂજવા મંડળીના ઉપરીઓને ભલામણ લખી હતી.

જ્યારે મેદાનમાં પોલિસ અને મિલ્ટરી માણસો વચ્ચે લડાઇ થઇ, ત્યારે મુંબઇના પોલિસ કમિશ્નર મિ. સુટરે એમની બહાદુરી જોઈ, કરાંચીના પોલિસ ખાતામાં સારા ઓહ્દાની નોકરી આપવા કહ્યું, પણ રા. ઇશ્વરલાલે તે વાત સ્વીકારી નહોતી.

ઇ. સ. ૧૮૮૭ ના અકટોબર મહિના સુધી સાત વર્ષ ઉપલી નોકરી કરી સુયશ મેળવ્યા બાદ, વેપારી લાઇન તરફ લક્ષ જતાં, એ ખાતામાંથી રાજીનામું આપ્યું હતું. આ વખતે મજકુર મંડળીના ઑ. સેક્રેટરી મિ. શરાફે તેમની સત્યતા, ખંત અને ઉત્સાહી વૃત્તિનાં એક અવાજે વખાણ લખ્યાં છે.

ઉપર જણાવેલી ઇન્સ્પેકટરની નોકરીના દરમ્યાન, મુંબઇના આગેવાન શ્રીમાનો શેઠ તલકચંદ વગેરેની ભલામણથી રા. ઇશ્વરલાલને એક કુશળ પુરુષ દાખલ પસંદ કરી, શેઠ આણંદજી કલ્યાણજીની પ્રસિદ્ધ પેઢીનો વહિવટ કરવાને પાલીતાણે મોકલવામાં આવ્યા હતા. પેઢીના સિપાઇઓ અને રાજ્યના સિપાઇઓ વચ્ચે કેટલોક અણબનાવ હોવાથી એ ધર્મખાતાને નુકશાન પહોંચતું હતું. એ કલેશનું સમાધાન કરી રા. ઇશ્વરલાલે કેસ માંડી વળાવ્યો હતો. સિવાય આ ધર્મખાતાના હિસાબ વગેરેની વ્યવસ્થા નિયમમાં મૂકી સુધારો કરવાથી, શ્રાવકમંડળીને મોટો સંતોષ થયો; કારણ કે આ પ્ર-

સંગે પાલીતાણાના નામદાર ઠાકોર શ્રી સુરસિંહજી પુનામાં સ્વર્ગવાસ થતાં લોકોનાં મન અવસ્થ હતાં: અને એવો ઉત્તમ પ્રકારે નિવેડો આવવાની આશા ઘણી જ થોડી હતી. શ્રાવકમંડળ તરફથી તે વેળા એવા ઉદ્ગારો નિકળ્યા કે,—"પેઢીની મિલ્કતનું રક્ષણ થયું તે ભાઇ ઇશ્વરલાલના પ્રતાપ" આ શેત્રુંજયના તીર્થે આવતા યાત્રાળુઓ પાસેથી લેવાતા કરની પણ કેટલીક અડચણ એમના પ્રયત્નવડે દૂર થઇ હતી.

એ પછી ઇન્સ્પેક્ટરની જૂની જગ્યાપર આશરે સવા વર્ષે રા. ઇશ્વરલાલ પાછા આવ્યા. તેઓ મુંબઇમાં દાખલ થતાંજ "જૈન એસોસિયેશને" ઘટતા પોશાક સાથે તેમને એક પ્રસંશાપત્ર અર્પણ કર્યું, જેના આગેવાન શેઠ પ્રેમચંદ રાયચંદ, શેઠ તલકચંદ માણેકચંદ, શેઠ વીરચંદ દીપચંદ, શેઠ પનાલાલ પુનમચંદ, શેઠ દયાચંદ મલૂકચંદ, ઇત્યાદિ હતા. ત્યારબાદ અમદાવાદના શ્રાવકમંડળ તરફથી તેમને એવી મતલબનું માનપત્ર આપવામાં આવ્યું હતું કે-"રા. રા. ઇશ્વરલાલે પહેડીના સંબંધમાં પૂર્ણ સંતોષ આપ્યો છે. તેઓ ખરા શૂરવીર, પ્રામાણિક અને એકમાર્ગિ પુરુષ છે. ભારે સંકટના સમયમાં એમની નોકરી અમને અતિ ઉપયોગી થઇ પડી છે. આશા છે કે થોડા જ વર્ષમાં અમો એમની વૃદ્ધિ અને ફત્તેહ સાંભળશું." આ માનપત્ર તા. ૭-૪-૮૬ ની મિતિનું લખેલું છે ને તેમાં આગેવાન દાખલ નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇ, શેઠ મનસુખભાઇ ભગુભાઇ, શેઠ ઉમાભાઇ હઠીસિંગ, શેઠ પુરૂષોત્તમદાસ પુંજાશા, શેઠ ચુનીલાલ કેસરીસિંગ, તથા શેઠ બાલાભાઇ મંચ્છારામ વગેરે સદ્ગૃહસ્થોની સહી છે. આ પ્રસંગે રા. ભાઇ માણેકલાલ જેઓ રંતલામ દીવાનના સેક્રેટરી તરીકે ગયા હતા, તેઓ અત્રે આવ્યા પછી, "મુંબઇની જૈન એસોશિયેશન ઑફ ઇંડિયા" ના ઍક્ટિંગ સેક્રેટરી તરીકે નેમાયા હતા.

ઇ. સ. ૧૮૮૩ નો જુલાઇ બેસતાં જ સુરતમધ્યે એક મોટી ભયંકર રેલ આવી અને તેથી ઘણાં ગરીબ લોકો કેવળ નિરાધાર બની ગયાં હતાં. આ પ્રસંગે મુંબઇની પ્રજાએ ઉઘરાણું કરી ગંજાવર રકમ ભરી હતી, જે નાણાં વહેંચવાનું જોખમ ભરેલું કામ, મુંબઇ તરફથી રા. ઇશ્વરલાલને સોંપવા તા૰ ૭–૭–૮૩ ની મિટિંગમાં ઠરાવ થયો; અને સર દીનશાહ માણેકજી પીટિટ બારોનેટ તથા શેઠ માણેકચંદ તલકચંદ જે. પી. ની ખાસ ભલામણથી, તેઓ "પ્રાણી દુઃખનિવારણ મંડળી" ના ઇસ્પેકટર હોવાથી, તે નોકરી ઉછીની લઇ ત્યાં મોકલવામાં આવ્યા હતા. જે વિશ્વાસ અને પ્રેમથી એ ભાઇને આ કામ સોંપવામાં આવ્યું તે વિશ્વાસ, પ્રેમ અને ઉલ્લાસ સહિત તેમણે ગામોગામ ફરી, નદી–નાળાં ઓળંગી (તરી), જાતે દુઃખ વેઠીને પણ પાર પડયું. આ તેમની નિઃસ્વાર્થી દેશસેવાથી વર્કિંગ કમિટીના પ્રમુખ મરહુમ રા૰ બ૰ જગજીવનદાસ ખુશાલદાસે મુંબઇની કમિટી ઉપર એમની સારી સેવાની પિછાનનો પત્ર લખી જણાવ્યું હતું કે,—" આ ગૃહસ્થે પાણી, હવા, કે રસ્તાની કોઇપણ તરેહની દરકાર કર્યા વગર ગામેગામ જઇ પોતાનું કામ ઉત્તમ પ્રતિનું બજાવ્યું હતું. કમિટીનું કામ પૂરૂં થતાં સુધી એમની અમૂલ્ય મદદ જો અમને મળી હોત તો ઘણું સારૂં થાત."

એજ અરસામાં મરહુમ શેઠ નવરોજી ફરદુનજી સી. આઇ. ઇ.ને મજકુર રિલીફ ફંડના ઑનરરી સેક્રેટરીમાંના એકે, કમિટી મધ્યે સર્વાનુમતે એવો ઠરાવ પસાર કરાવ્યો હતો કે,—"આ કમિટી ઘણી ખુશી સાથે નોંધ કરે છે કે મી૰ ઇશ્વરલાલે જે હિંમત અને ઉલટથી ઉપયોગી સેવા બજાવી છે, તેના બદલામાં કાંઇ પણ નાણું લેવા ના પાડે છે." તે ઉપરથી સર દીનશાહ માણેકજીપીટિટ બેરોનેટ, શેઠ નવરોજી ફરદુનજી સી. આઇ. ઇ., શેઠ દામોદરદાસ તાપીદાસ વ્રજ-

દાસ, શેઠ **આત્મારામ વ્રજભૂખણુદાસ** તથા રા. રા. **શાંતારામ નારાયણુની** મંડળીએ એક સોનાનું ઘડિયાલ તથા માનપત્ર એમને અર્પણ કરયું હતું.

"પ્રાણી દુ:ખનિવારણુ મંડળી"નો સંબંધ છોડયા પછી, તેમનું ચિત્ત વેદાંતમાર્ગ તરફ વળ્યું, અને એ વિષયનું શ્રવણુ, મનન તથા નિદિધ્યાસન બ્રહ્મનિષ્ઠ શ્રી **જયકૃષ્ણુ** મહારાજનો સમાગમ મેળવી કરવા લાગ્યા. સાંભળેલી બાબતો બરાબર સમજવાને ટીપણુ કરવાની ટેવ હોવાથી, અદ્યાપિ એમના દફતરમાંથી વેદાંત, કાવ્ય તથા સંગીત ચર્ચાના લેખો મેં મોટા સંતોષ સાથ જોયા છે.

**સિધપુર-પાટણુના** રહેવાસી **મગનલાલભાઇ** નામના એક સદ્‌ગૃહસ્થ બ્રાહ્મણે, બૈરાં છોકરાંની રજા લઇ સંન્યસ્ત ધારણુ કર્યું હતું. સુજ્ઞ ઇશ્વરલાલભાઇને તેમનો સમાગમ થતાં, ઇષ્ટ વિષયને પુષ્ટિ મળી. આથી વારંવાર તેમની કને **ચાણોદ-કર્નાલી** તેઓ જતા હતા. **એજ સમયમાં** મુંબઇના નામાંકિત વેપારી મેશર્સ **લેંગ** મોયરની કુંપનીમાં થોડા દહાડા સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે નોકરી કરી. તે પછી શેઠ **દામોદરદાસ સુંદરદાસ** તથા શેઠ **ગોવર્ધનદાસ સુંદરદાસ** સાથે ભાગિદાર દાખલ એક "ફેર્મ" ઉઘાડી હતી. એ ભાગનો વહિવટ તા. ૩૧-૭-૯૦ ના રોજથી બંધ કર્યો અને મી० **લધુભાઇ જીવરાજ** સાથે દલાલીનો ઉદ્યોગ શરૂ કર્યો.

ઉદ્યોગથી એમણે બે પૈસા પ્રાપ્ત કરી, ગુપ્ત રીતે પણુ પરમાર્થમાં તેનો કેટલોક વ્યય કર્યો છે. ડભોઇમાં તેમના જ્ઞાતિબંધુઓને દર વર્ષે જનોઇ આપવાના ફંડમાં માસી **જતનબાઇ** હસ્તક એક રકમ રાખવામાં આવી હતી, જે રૂા. ૧૦૦૦ની એમના પ્રયત્નવડે થઇ હતી. ડભોઇ નજીક એક ગામડામાં **પાણીની તાણુ હોવાથી**

કુવો બંધાવી આપવાના કામમાં, માસીની મદદથી એમણે ભાગ લીધો હતો. પોતાનાં માસી તથા ભાભીના અવસાન સમયે મુંબઇમાં નવ નાત તથા ડભોઇમાં એમના ૨૨ ચોરા (ગામ)ના બ્રાહ્મણોને નોતરી બ્રહ્મભોજ તથા દરેકને રૂા. સવા પ્રમાણે દક્ષિણા આપી હતી. આ પ્રસંગે એકંદર રૂ. ૬૦૦૦ ખર્ચ થયો હશે. એમનાં માસી બાઇ જતને ચાણોદમાં "મહારૂદ્ર યજ્ઞ" કર્યો, તેમાં પણ એ ભાઇનો સંપૂર્ણ હાથ હતો. પોતાની જ્ઞાતિમાં તથા મિત્રમંડળોમાં, ગરીબોની દાઝ દીલે ધરી વારંવાર તેમને પૈસાસંબંધી મદદ કરતા, એવું ઘણાઓને મોઢેથી મેં સાંભળ્યું છે.

નવનાત તથા ચોરાસી વગેરેનો વહિવટ પ્રથમ. સુજ્ઞ ઇશ્વરલાલના માસાહસ્તક હતો ને તેઓ લાંબી મુદ્દતથી મુંબઇમાં વસતા હતા; પણ તેઓ સ્વર્ગવાસ થવાથી અને બાઇ જતનને પેટે પુત્ર સંતતિ નહિ હોવાથી, તે સઘળો વહિવટ મુંબઇના જાણિતા સોલિસીટર રા. રા ભાઇશંકર નાનાભાઇને સોંપવામાં આવ્યો હતો. તે ગૃહસ્થે સુજ્ઞ ઇશ્વરલાલ બહારગામથી મુંબઈ આવ્યા પછી તેમને સુપ્રદ કર્યો, જે મરણપર્યંત સારી રીતે ચલાવી જ્ઞાતિબંધુઓની તથા બીજા નવ નાતના અને ચોરાશીના બ્રાહ્મણો તરફથી એમણે પ્રસંશા મેળવી હતી. એમની વ્યવસ્થાથી નાતમાં કેટલોક સુધારો થવા સાથે જ્ઞાતિના ફંડમાં પણ વૃદ્ધિ થઇ હતી.

દિવસાનુદિવસ માતુશ્રી તુલ્ય માસી જતનબાઇનો એમનાપર એટલો બધો પ્રેમ અને વિશ્વાસ વૃદ્ધિંગત થયો કે મુંબઇ મધ્યનો સઘળો વ્યવહાર એમને તથા ભાઇ માણેકલાલને સોંપી ગયાં હતાં.

મહુવામાં તા. ૨૭-૭-૮૧ ને દિવસ આવેલી ભયંકર રેલથી લાચાર થયેલાં લોકોના બચાવ માટે અત્રે જે નાણું એકઠું થયું હતું, તે વહેંચવાને એ ફંડના ઑ૦ સેક્રેટરી શેઠ તલકચંદ મા-

ણેકચંદ તથા શેઠ મનજીભાઇ નથુભાઇ તરફથી રા. રા. ઇશ્વરલાલને મોકલવામાં આવ્યા હતા. તેમની આ નિઃસ્વાર્થ સેવામાટે ભાવનગરમાં લોકોએ એક મિટિંગ ભરી તારીફ કરી હતી, અને બીજી મોટી સભા મુંબઇમાં મેળવી સુજ્ઞ ઇશ્વરલાલભાઇને ઇનામ દાખલ ચાંદીનાં વાસણો અર્પણ કર્યાં હતાં. આ રેલ પ્રસંગના સંબંધમાં મહુવા વહિવટદાર રા. રા. હરિસિંહજી જશાભાઇએ શેઠ ડોસાભાઇ ફરામજી કડાકા સી. એસ. આઇ. ઉપર એક પત્ર તા. ૧૩-૧૦-૯૧ના રોજ લખી જણાવ્યું હતું કે,—

"I became acquainted with Mr. Ishvarlal Amratlal Dave in connection with the Relief Work at Mahuva. He was sent here to distribute the proceeds of the Fund raised at Bombay. From what I have seen of his work here, I can say that he has performed his work with great care, honesty and zeal which reflects great credit. He possesses the virtues of a perfect gentleman. I am indeed proud of his acquaintance and I can really do him no better turn or honor than express my sincere esteem for him which he so richly deserves."

ભાઇ ઇશ્વરલાલનાં પત્નિ ગત થવાથી સંવત્ ૧૯૪૬ ના વૈશાખ શુદિ ૩ મંગળવારે, ડભોઇમાં બીજીવાર લગ્ન થયાં. જ્ઞાતિમાં કન્યાની અછત હોવાથી આ પ્રસંગે તેમને ઘણો ખર્ચ કરવો પડયો હતો. એ લગ્ન પછી ત્રીજે વર્ષે એક સંબંધી ભરૂચમાં મરણ પામવાથી ત્યાં તેમનું લૌકિકે જવું થયું. આ વખતથી તેમને ઉધરસનો દુષ્ટ રોગ લાગુ પડયો, જેને મટાડવાના અનેક ઉપચારો કર્યા છતાં સંવત્ ૧૯૪૯

ના કાર્તિક વદિ ૧૪ ગુરૂવાર (તા. ૧૭-૧૧-૯૨) ને દિવસ રાત્રીના સાડા નવ વાગતે અંકલેશ્વર મધ્યે કૈલાસવાસ કર્યો.

" गतं न शोचामि "—" જીવ તું શાને શોચના કરે, કૃષ્ણને કરવું હોય તે કરે."—વગેરેનો ભાવાર્થ ખરો છે. દુનિયાં મિથ્યા છે, તેમાં કોઇ કોઇનું નથી. સઘળું સ્વાર્થથી બંધાયલું છે. " नथि प्रिया पिता पुत्र कोइ साथी " કાળનો ચારો કોણ નથી? સર્વ નામ તેનો નાશ છે જ. મૃત્યુ એટલે શું ? મૃતિકા. માટીમાંથી ઉત્પન્ન થયેલા ને પાછા મૃત્તિકામાં ભળવુ તે જ. Dust thou art and unto dust thou shalt go. અજબ ખાખથી તું પેદા થયો છે. તે ખાખમાં તારે પાછા જવું છે,—ઇત્યાદિ એક સત્ય વાત સાબિત કરવાને ઉદાહરણો આપીને પ્રિય વાચનાર કાગળને અને તમારા મનને શું કરવા ખાલી ભરૂં અને કચવાવું? મારા શોકાનિમગ્ન સ્નેહીઓ! ભાઇ ઇશ્વરલાલ બંધુબંધ તોડીને, આ મિથ્યા જગત છોડીને, આ ફાની દુનિયાના સર્વ સંબંધીઓને શોકમાં મૂકીને. સર્વ શક્તિમાન ઇશ્વર સમીપ ચાલ્યા ગયા છે. પરમ કૃપાળુ પરમેશ્વરે એના જેવા પરમાર્થી પુરૂષને આ પાપી દુનિયાનો ઝેરી પવન વધારે ખવડાવવો અનુચિત ધારીને, તેની કોણ જાણે વધારે પ્રીતિ કે દયા હોય ને તેથી પોતાની પાસે સ્વર્ગનું અનંત સુખ ભોગવવા બોલાવી લીધાછે ! ! !

આ નરરત્નના મરણની નોંધ લેતાં અત્રેનાં પ્રતિષ્ઠિત પત્રો "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"—"મુંબઇ ગેઝીટ" "મુંબઇ સમાચાર,"—" જામેજમશેદ, "—" રાજ્યભક્ત"—" સ્વધર્મનિષ્ઠ "—"કામધેનુ" વગેરેએ પોતાના વિચારો જણાવી એમના સત્કાર્યોની એક અવાજે સ્તુતિ કરી હતી. તેમજ મુંબઇની નવ નાતના આગેવાનો ત્રવાડી નાનાભાઇ માધવદાસ, ડાકતર સૂરજરામ ગિરિજાશંકર, રા. રા. ભાઇશંકર નાનાભાઇ સોલીસિટર, વગેરેએ એજ વર્ષના માર્ગશીર્ષ

શુદિ ૧ ને શનિવારે ગુલાલવાડી મધ્યે મોટી સભા ભરી ખેદ જણાવ્યો હતો અને તેનો સારાંશ, દિલાસાપત્રદ્વારા સ્વર્ગવાસી ઇશ્વરલાલ ભાઇના દુઃખી વડિલ તથા બંધુ ઉપર લખી મોકલ્યો હતો. "મુંબઇ ગોરક્ષકમંડળી" ના ઑનરરી ઉપસેક્રેટરી દાખલ એમણે છેલ્લાં પાંચ વર્ષ સેવા બજાવતાં, આ લખનારનો એ ખાતાંસાથે નિકટ સંબંધ હોવાથી, સુજ્ઞ ઇશ્વરલાલ તથા ભાઇ રા. રા. માણેકલાલ સાથે સ્નેહ બંધાયો હતો. એ મંડળીના ઑનરરી મુખ્ય સેક્રેટરી મરહુમ શેઠ દામોદર ગોકળદાસ મનજીએ તથા શેઠ મનમોહનદાસ દયાલદાસે, રા. રા. ભાઇ માણેકલાલપર દિલાસાપત્રો લખી "ગોરક્ષક મંડળી" ને પડેલી ખોટ વિષે ઘણો ખેદ દર્શાવ્યો હતો. રા. રા. માણેકલાલભાઇ "ધી ખોજા ખાનભાઈ હબીબભાઇ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ"માં તે વેળા હેડ માસ્તર હોવાથી, એ શાળા.સાથ સંબંધ ધરાવનારા હિંદુ, મોહમેદન તથા પારસી સદ્‌ગૃહસ્થોએ તેમના પર એક લંબાણ દિલાસાપત્ર લખતાંસ્વર્ગવાસી ભાઇની સ્તુતિ કરી હતી; તેમજ સ્વર્ગવાસી સોલીસિટર રા. રા. ડાહ્યાભાઈ જદુરામ તથા બીજા જે જે ગૃહસ્થો એ ભાઇના પરિચયમાં આવ્યા હતા, તેમણે આર્દ્રહૃદયે સદ્‌ગુણો વર્ણવી અતિ શોક પ્રદર્શિત કર્યો હતો.

રા. રા. રાઘવજી જયકૃષ્ણ વ્યાસ બી.એ.એલ.એલ.બી. સોલિસીટરે રા. ભાઇ માણેકલાલ પ્રત્યે તા० ૨૨-૧૧-૯૨ ના પત્રમાં લખ્યું છે કે,—A truer and larger hearted friend it will be impossible to find.

One cannot sufficiently describe the best qualities of head and heart which Mr. Ishwerlal possessed. I can scarcely believe that that cheering voice and courageous heart shall be heard no

more and has now ceased to beat. It seems as if one cannot easily remove from one's mind the image of that bright and intelligent face. I who had known him almost from my boyhood cannot at this time recal one single harsh or ungenerous word spoken by him. The good and generous die first. Mr. Ishwerlal was a loving brother and a constant friend. It was a relief to sit in his cheerful company and while away many an idle hour. One used to turn to him instinctively in case of troubles and was sure to meet with sound, robust advice. In him I lose a kind loving friend and you the kindest and most affectionate of brothers.

ખરેખર આ સંસાર અસાર અને દુઃખમય છે. ભાઈ ઈશ્વરલાલ જેવા વિનયી, અને સ્વદેશાભિમાની નરના સ્વર્ગવાસ સંબંધે જેટલો ખેદ થાય તેટલો ઓછો છે. તેઓ આપણી સાથે દૈહિક સંબંધથી ગયા છે, પણ અંતઃકરણથી ગયા નથી. એમનાં રૂડાં કામો એમની યાદગીરી તરીકે કાયમ જ છે. દેહ જવાનો હતો તે ગયો, પણ તે જ દેહ અક્ષય સુયશ મૂકી ગયો છે. આ સુયશથી જ આપણે સંતોષ લેવાનો છે. સંસારની અસારતા અને ઋણાનુબંધ સંબંધનો વિચાર કરતાં સર્વની એ જ સ્થિતિ છે.

મુંબઇ, તા૦ ૨૫–૧૦–૯૬.

કહાનજી ધર્મસિંહ.

# સંતોષવિષે વ્યાખ્યાન.



समृ+तुष्+घञ्=संतोष. संतोष એ શબ્દ ધીરજ અને સ્વસ્થપણાંમાં વપરાય છે. શ્રી મનુ ભગવાને કહ્યું છે કે 'संतोषमूलंहिसुखं-" સંતોષ એ સુખનું મૂળ છે; અને વિચાર કરીને જોઈએ છીએ તો વાસ્તવિક રીતે તેમ જ છે. જગતમાં પ્રાણીમાત્રને પોતપોતાની સબળ કિંવા નિર્બળ સ્થિતિમાં સંતોષ રહેલો જ છે. જો તેમ ન હોત તો રાજાઓના રાજ્યવૈભવોનું અવલોકન કરીને કંગાળ લોકો તૃષ્ણાના તાપે બળી મરતઃ પરંતુ તેમ નથી. કેમકે જંગલોમાં વસનારાં મનુષ્યોને પોતાની ઘાસથી નિર્મિત કૂટિઓમાં રાત્રિ સમયે કલ્લોલ કરતાં નિરખીએ છીએ; દિનભર મહેનત કરી ગરીબ પ્રાણીઓને પણ પોતાનાં બાલ બચ્ચાં તથા અન્ન ધનમાં અને પશુ પક્ષિઓમાં સંતોષથી આનંદનો અનુભવ કરતાં અનુભવીએ છીએ. સંતોષ ગુણ, સર્વમાં વ્યાપકપણાંથી વધતો ઓછો રહેલો જ છે. સંતોષ વિના જીવન સંભવતું નથી. જેવી રીતે સર્વ વ્યાપક અને સર્વ સત્તાધીશ એવા જે આત્મા, તેને પણ હૃદયાકાશમાં અવિદ્યાએ આચ્છાદન કરી ઢાંકી દીધા છે, અને સ્વરૂપનું ભાન ભૂલાવી અલ્પહિત્વાદિક દોષોનું આરોપણ કરેલું છે, તેવી રીતે અંતઃકરણમાં રહેલા સંતોષરૂપી સદ્‌ગુણનું તૃષ્ણાએ આચ્છાદન અને લોભ ક્ષોભાદિક દોષોનું આરોપણ કરેલું છે. આથી કરીને જેવી રીતે આત્માનો પ્રકાશ સર્વેના હૃદયમાં છે, તથાપિ જે જ્ઞાનીજનોએ અવિદ્યારૂપી આચ્છાદનનો નાશ કરેલો છે, તેના જ અનુભવમાં આવે છેઃ તેવી રીતે સંતોષ એ પણ સર્વના અંતઃકરણમાં છે, તથાપિ જે સાધક

સંત પુરુષોએ તૃષ્ણારૂપી આચ્છાદનનો નાશ કરેલો છે, તેનાજ અનુભવમાં આવે છે ને તેને જ તે સદ્‌ગુણનાં ખરાં સ્વરૂપ સુખનો આનંદ મળે છે. "પાતંજલસૂત્રમાં" પણ કહેલું છે કે संतोषादनुत्तमः सुखलाभः (સંતોષથી નિરતિશય સુખની પ્રાપ્તિ થાય છે) તેથી સંતોષ નિયમનું યથાર્થ પરિપાલન કરવું સઘળાંઓને ઉચિત છે. સંતોષની પરિપાલના કરવાથી તૃષ્ણારૂપી તમોમલ દૂર થઇ જાય છે. અને તેમ થવાથી બુદ્ધિસત્વમાં જે સ્વાભાવિક સુખ રહેલું છે તેનો પ્રાદુર્ભાવ છે. સંતોષ થવાથી બુદ્ધિ નિર્વિષયી થાય છે. સુખની સિદ્ધિ વિષયાધીન નથી, માટે વિવિધ વિષયોના ત્યાગમાટે સંતોષની આવશ્યકતા છે. જપતપાદિક સઘળાં સાધનો મેળવ્યાં હોય તથા અણિમાદિક સિદ્ધિઓની પ્રાપ્તિ કરી હોય, તોપણ એક સંતોષ વિનાની બુદ્ધિરૂપી સ્ત્રી, ચૂડા ચોટલા વિનાની શૃંગારયુક્ત સ્ત્રીના જેવી શોભાયમાન લાગે છે! જો એ બુદ્ધિરૂપી સ્ત્રી, સંતોષરૂપી ભર્ત્તાનું સેવન કરે તો અખંડ સૌભાગ્યને ભોગવતી છતી, મોક્ષના દ્વારને ખુલ્લાં કરનારી થાય છે. સ્વર્ગાદિકનાં દ્વાર ઉઘાડનારાં તો ઘણાં સાધનો છે, પરંતુ મોક્ષનાં કપાટ ઉઘાડનારાં તો માત્ર ચાર સાધન છેઃ सम, संतोष, सत्संग અને વિચાર. સંતોષ એ મોક્ષમાં સાધનરૂપ છે એમ " અવધૂત ગીતામાં " પણ કહેલ છેઃ—

मुक्तिमिच्छासिचतत् तात विषयान्विषयत्यज
दयार्जव क्षमा तोषः सत्यं पीयूषवद्भज ॥

મુક્તિની ઇચ્છા કરનારે તો સંતોષનું પણ અમૃતની પેઠે સેવન કરવાનું છે. શ્રી બલીરામ નામના અધ્યાત્મ તત્વવેત્તા એક કવીશ્વરે કહેલું છે કેઃ—

(झूलना.)

देश देश सर्वे फिर फिर थके, संतोषके देशमैं सूख पाया,
संतोषमैं चैनका राह देखा, यह मन जहां तहां भ्रम आया;
जितातित सदा द्वंद्व वादहिमैं, स्वविचार विवेकका संग पाया,
बलि पंच प्रपंच अनित्य देखे, चैतन्य स्वरूपसों चित्त लाया.

આથી સિદ્ધાંત વાત છે કે સંતોષના દેશમાં જ ખરાં સુખની પ્રાપ્તિ છે. તેથી સત્ય સુખને શોધનારાઓએ તે દેશમાં પ્રવાસ કરીને અખંડ સુખની પ્રાપ્તિ કરવી જોઇએ છીએ: અન્ય દેશમાં ઘૂમીને સુખની ઇચ્છા રાખવી, એ મરુ દેશમાં જળાશયની ઇચ્છા રાખવા સમાન છે. તેથી ઉચિત છે કે સાધક જનોએ સંતોષામૃતનું પાન કરવા વારંવાર તત્પર રહેવું જોઇએ છીએ. જ્યાંસુધી જે વસ્તુનો સાચ મહિમા ન જણાય, ત્યાંસુધી તેની શોધ તરફ લક્ષ્ય જતું નથી, એ સ્વાભાવિક નિયમ છે. પરંતુ અનુભવના ઘરની વાતમાં એમ બની શકતું નથી; ત્યાં તો;

(दोहो.)

'चडे तो चाखे प्रेमरस, पडे तो चकनां चूर;
सोयेके मन चूरमा, (वही) जागेके मन धूर. १

એવો વ્યવહાર છે. એટલે સંત પુરુષરૂપી વૈદ્યની સ્વાગતા કરીને વૈરાગ્યરૂપી ઔષધ મેળવી તૃષ્ણારૂપી જ્વરનો નાશ કર્યા-વિના સંતોષથી થતાં સુખનો અનુભવ થનાર નથી, અને અનુભવ લીધા વિના તેના સ્વાદની સમજ પણ પડવાની નથી. સંતોષ જેના અંતઃકરણમાં યથાવત્ પ્રકાશી રહેલો છે, તે વ્યક્તિ જે કાળમાં જે આવી બને, તે સર્વ ધૈર્યતાથી ભોગવે છે. ખાન પાન, દાન માન તથા અપમાન;–એ આદિક સઘળા કાર્યોમાં સ્વસ્થ રહી ચિત્તવૃત્તિને વ્યાકૂળ થવા દેતો નથી. સંતોષી પુરુષ, વૈભવોની વાસનાની જાળમાં લેપાતો

નથી. પૃથ્વીના પૃષ્ઠને પોતાનું શયનસ્થાન માને છે, આકાશરૂપી અતિ વિસ્તૃત અંબરને ઓઢે છે, ફળ ફૂલ આદિ જે કાળે જે પદાર્થની પ્રાપ્તિ થાય, તેનું રસસ્વાદ રહિત થઇ દેહધારણાર્થે માત્ર ભોજન કરે છે, પોતાનો કાળ અનાશ્રિત અવસ્થામાં જ ગાળે છે, પરાયો આશરો રાખતા નથી. તેઓ એમ કહે છે કે ' આશા—શે ' પારકી આશ રાખે તો શે. ઉચ્છૃંખલતાનો ત્યાગ કરી, સર્વ વાતમાં સરળ સ્વભાવથી જ વર્તે છે. આવતી કાલનો ઉચાટ સંતોષીજનો રાખતા નથી. એઓને દૃઢ નિશ્ચય છે કે પોતાથી વિમુખ પ્રાણીઓની પણ પરમાત્મા પરિપાલના કરે છે, તો તે શું આપણને વિસરી જશે ? કદી નહિ. એવો વિશ્વાસ રાખી, દેહનિર્વાહોપયુક્ત પદાર્થોને વિષે કાળજી રાખતો જ નથી. ઇશ્વર યોગ્ય ક્ષેમનું વહન કરનાર છે એમ તે પૂર્ણ મનથી માને છે.

સંતોષી પુરુષ અહંતા મમતાને વશ થતો નથી; તેમ કોઇ પણ કાર્યમાં " હું કર્તા " એવો ભાવ ધરતો જ નથી. નિરંતર ભજનાનંદમાં મગ્ન રહી, સંસાર વ્યવહારોપયોગી વસ્તુઓનો આસક્તિથી સંગ્રહ કરતો જ નથી. અનાયાસે આવી જનાર પદાર્થોનો યોગ્ય રસ્તે ઉપયોગ કરી નિશ્ચિંતાવસ્થામાં નિમગ્ન રહે છે. ખરેખરો પ્રારબ્ધવાદી જન જોવો હોય તો સંતોષી નર તરફ નજર કરો. પ્રારબ્ધ કર્મથી જે પ્રાપ્ત થાય, તેમાં જ રાજી રહેવું, એ તેમનો ખરો સિદ્ધાંત છે. સંતોષી બહુધા પરેચ્છા પ્રારબ્ધ ભોગવનારો હોય છે. ધૂર્તતાનો લેશ પણ તેમનામાં હોતો નથી. વૈરાગ્યયુક્ત નિસ્પૃહતાવાળી વૃત્તિ યોગીંદ્રવર્ય રાજર્ષિ ભતૃહરીના જેવી રહેવી જોઇએ:—એક વેળા મહા અરણ્યને વિષે વિરક્તાવસ્થામાં ભર્તૃહરિરાજા બેઠા હતા, તે પોતાની શત ખંડમયી જીર્ણ કંથા એક સ્થળેથી વિશેષ ફાટી ગએલી હતી તેને સાંધવાની યુક્તિ કરી રહ્યા હતા. ઝાડની એક ડાંખળી તોડી તેને ઘસીઘુસીને એક અણીદાર સૂયો બનાવ્યો

અને તેની બીજી બાજુ એક છિદ્ર પાડયું. પછી વૃક્ષની છાલની એક દોરી વણીને તે કાષ્ટના સૂયાના છિદ્રમાં પરોવવા લાગ્યા. છિદ્ર બરોબર થએલું ન હોવાથી તેમાં દોરી પરોવાતી ન હોતી, તેથી એ વિષયની ચિંતામાં બેઠા હતા અને આવું મહત્ કાર્ય અટકી પડેલ હોવાથી તેને માટે શું કરવું તે શોચતા હતા; એટલામાં આ ક્ષણભંગુર સૃષ્ટિની વિચિત્ર લીલાનું અવલોકન કરવા ફરવા નીકળેલાં શ્રી શિવ-પાર્વતી ત્યાં પહોંચ્યાં. તેમાં શ્રી પાર્વતીજીએ શ્રી મહાદેવજીપ્રત્યે કહ્યું કે,—" હે મહારાજ! આ તપસ્વી ઘણાંક વર્ષો થયાં અત્યંત ક્લેશકારી તપ કરી રહ્યા છે, તો આપે કૃપા કરીને તેમને ઇચ્છાપૂર્વક વરદાન આપવું જોઇએ. શ્રી દેવીનાં વચન સાંભળી શ્રી શંકર, કે જે સર્વાંતરયામી હોવાથી સઘળું જાણે છે, તેણે "આ તપસ્વી અત્યંત નિસ્પૃહ છે ને તે સર્વ પદાર્થોને તુચ્છ ગણે છે, તથા કોઈ વાતમાં ઇચ્છા રાખતો નથી, ત્યારે તેને શું વરદાન આપશું ? " એ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો. મહામાયા આથી સંતુષ્ટ ન થયાં અને તેમને વરદાન આપવા આગ્રહ કર્યો. આથી તેઓ આ યોગીવર્ય પાસે આવ્યાં અને "હે તપસ્વી! આપ ઇચ્છિત ફળને માગો; અમો શિવ-પાર્વતી આપની ઉપર અતિ પ્રસન્ન થયાં છીએ." આવા શબ્દો કાનપર આવ્યાથી ભર્તૃહરીએ ઉંચી દષ્ટિ કરીને જોયું, તો શ્રી શિવ-પાર્વતી યથેચ્છ વર આપવાને ઉત્સુક થઇ રહ્યાં હતાં, તે જોઇ તેઓ બોલ્યા: "અહોભાગ્ય! આજ આપે મહારા ઉપર ઘણી જ કૃપા કરી. આજે જ હું એક વાતના શોચમાં પડી ગયો છું. તેટલામાં સાક્ષાત્ આપ જ આવી વરદાન દેવા તત્પર થઇ રહ્યાં છો, તો અવસ્ય મારી ચિંતા દૂર થશે. હે દેવ! આપ મને વર આપવાને જ આવ્યા અને જો મહારા ઉપર પ્રસન્ન થયા હો તો મને પ્રસન્નતાપૂર્વક વર આપો કે આ સૂયાનાં નાકામાં મેં જે દોરી બનાવી છે, તે કયારની આવતી નથી તે આવી જાય; પછી કંથાને તો હું મારી મેળે બનાવી તૈયાર કરી લઇશ." આ સાંભળી મહાદેવી બહુ આશ્ચર્યમાં પડયાં ને ફરી વાર કહ્યું કે;—"હે ત-

